વર્ષ ૩ અંક ૧૨ ચૈત્ર સુદ ૧૧, ૨૦૬૬

# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીકામદા એકાદશી વ્રત



અનુક્રમણિકા



**राग बिहाग :-**

प्रकट व्है मारग रीत दिखाई; परमानंद स्वरूप कृपानिधि श्रीवल्लभ सुखदाई.१

कर सिंगार गिरिधरनलालकौ जब कर वेणु गहाई; ले दर्पण सन्मुख ठाड़े व्है निरख निरख मुसकाई. २

विविध भांत सामग्री हरिको करि मनुहार लिवाई; जल अचवाय सुगंध सहित मुख बीरी पान खवाई. ३

कर आरती अनोसर पट दे बैठे निजगृह आई; भोजन कर विश्राम छिनक ले निजमंड़ली बुलाई. ४

करत कृपा निज दैवीजीवन पर श्रीमुखवचन सुनाई; वेणु गीत पुन युगलगीतकी रसवरखा वरखाई. ५

सेवा रीति प्रीति व्रजजनकी जनहित जग प्रगटाई; दास शरण हरि वागधीशकी चरणरेणुनिधि पाई. ६





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને **દૈવોદ્ધારપ્રયત્નાત્મા પુષ્ટિભક્તિમાર્ગાબ્જમાર્તંડ મહાપ્રભુ શ્રીમદ્વલ્લભાચાર્યચરણના પ્રાગટ્યોત્સવ** (સં.૧૫૩૫)ની અનેકાનેક વધાઇ પાઠવે છે. આ સાથેજ શ્રીવલ્લભાબ્દ ૫૩૩નો પ્રારંભ થાય છે. અને આ સાથેજ જણાવતાં આનંદ થાય છે કે શ્રીગોકુલેશ પાઠશાળાને ત્રણ (૩) વર્ષ પૂર્ણ થાય છે. આપણે સૌ નિરંતર શ્રીગોકુલેશ પાઠશાળાનો અભ્યાસ કરીએ છીએ અને આજે શ્રીગોકુલેશ પાઠશાળાના અંકને ત્રણ વર્ષને પૂર્ણતાને આરે છે. તેની આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને પણ વધાઇ.

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ અનેક પ્રસંગોએ અનેક વિષયો પર વચનામૃત કરતાં. એક વાર આપશ્રી મૂર્ખ રાજાની વાત કહી. એક દિવસે કહ્યું જે એક હરિભીમ રાજા હતો. ગહેલર તે એકને ચોરી થઇ. તે પોકાર્યો. તો (રાજાએ) ન્યાય કર્યો. (તેના ઘરની) તે ભીંત કોણે ચણી તે જનને શુલી દ્યો. તે જનને રાજની બાંદી બતાવી. જે એ આવી તેણે હું વિકલ થયો. તેથી ભીંત એહવી ચણી. (તો રાજા કહે) તો તે બાંદીને શુલી દ્યો. (કારણકે ત્યાં) ક્યમ ગઈ ?

તેણીએ કહ્યું, જે રાણીની ચોલી સુઇ (દરજી) પાસે હતી તે લેવા ગઇ. જો વેગ ક્યોં ન દઇ ? સુઇએ કહ્યું જે મારા છોકરાં રડશે તે તમને નિંદ નહિં આવે, માટે જેને છોકરાં ન હોય તેને (શૂલી) દ્યો. તો એક સંન્યાસી દેખાડ્યો. સંન્યાસીએ (આવીને) કહ્યું જે કે કાહા ? તે સર્વ વૃત્તાંત કહ્યું. તેવારે તે સંન્યાસીએ કહ્યું જે પુરુષ ગંધાશે માટે તેવાને (શુલી) દીજીએ જે ગંધ ન કરે. તે પાછૈ ચકીકો પાટ શુલી દીયો.

સમજઃ- *એક રાજાના ગામમાં કોઇના ઘેર ચોરી થઇ. ઘરની ભીંત કોચીને ચોરે ચોરી કરી હતી. તે વાત દરબારમાં ગઇ, ત્યારે રાજાએ ચોરને પકડવાને બદલે અવળી વાત કરી કે ભીંત એવી કોણે ચણી કે તે કોચીને બાકું પડ્યું ? માટે તે કારીગરને ફાંસી દો. તેથી કારીગરને બોલાવ્યો. તે રાજાની વાત સાંભળી નવાઇ પામ્યો. પણ મનમાં સમજ્યો કે રાજાનું મગજ ઠેકાણે નથી, તેથી શુલીથી બચવા ગમે તે કારણ આપવા ધાર્યું. તેણે કહ્યું કે રાનની રૂપવાળી ગોલી(દાસી) દેખી મારૂં મન ઠેકાણે ન રહ્યું, તેથી માટીમાં પાણી વધુ પડ્યું, તેથી ભીંત મજબૂત ન ચણાઈ.*

*તેથી રાજાએ ગોલીને શુલી દેવા કહ્યું. એટલે ગોલીએ આ વાત સાંભળીને કહ્યું કે હું તો રાણીની ચોલી લેવા દરજી પાસે ગઇ હતી. તો રાજાએ દરજીને શુલી દેવા કહ્યું. દરજીએ આવીને કહ્યું કે મને શુલી દેશો તો મારાં છોકરાં રડશે તેને કોણ ખવડાવશે, આખરે રાજાએ આપ મા-બાપ છો, આપને ખવડાવવું પડશે ને તેની ચિંતાથી આપને નિંદ નહિ આવે. માટે છોકરાં વિનાના માણસને શુલી આપો.*

*એટલે રાજાએ કહ્યું કે છોકરાં વિનાના માણસને શુલી આપો ! ત્યાં એક સંન્યાસી હતા, તેમને રાજા આગળ ઊભા કર્યા. તેમણે સર્વ વૃત્તાંત સાંભળ્યો ને મનમાં હસ્યા. પછી બોલ્યા કે જેને શુલી આપશો, તે માણસ મરણ પછી ગંધાઇ ઉઠશે એના કરતાં જે વસ્તુ ન ગંધાય તેને શુલીએ ચઢાવો. આથી છેવટે ઘંટીના તળે પાટ (એક જાતનું લાકડું ખીલડાને બરાબાર રાખવા મુકાય છે) ને શૂળી આપો.*

*પુરી એક અંધેરી ને ગંડુ રાજા*

*ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં,*





*બધી વસ્તુ વેચાય ત્યાં એક ભાવે.......*

**પ્રશ્ન** :- શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે શ્રીઠાકોરજીનું પ્રદર્શન ન કરવું, પણ કર્યું હોય તો તે અપરાધનું નિવારણ શું ?

ઉત્તર :- કર્મમાર્ગની દૃષ્ટિથી સિદ્ધાંત એવો છે કે જે ધર્મ કરતાં આપણો અપરાધ થાય, તે ભોગવ્ય વિના તેની નિવૃત્તિ થતી નથી. હું નાનો હતો ત્યારે તોફાની વધારે હતો. હું વધારે તોફાન કરું ત્યારે અમારા દાદાજી (પિતાશ્રી) અને ભાભીજી (માતુશ્રી) મને કહે : 'સમજતો નથી, બે કાન વચ્ચે માથું કરી દઈશ'. મને ડર લાગતો કે બે કાન વચ્ચે માથુ થશે તો આપણું શું થશે ? તે વિચારે હું શાંત થઈ જતો. મોટા થયા પછી સમજણ પડી કે બે કાન વચ્ચે તો માથું છે જ. તેમાં કરવાનું કશું હતું જ નહિં. નાહકના આપણે ડરી ગયા ! આ વ્હાલનો ભય છે, કર્મનો ભય કાન કાપી લેવાનો ભય હોય છે. કર્મનો ભય એવા હોય છે.

ભક્તિમાં થતાં અપરાધથી બચવું તે આપણું પ્રથમ કર્તવ્ય છે. પરંતુ ભક્તિમાં થઈ ગયેલા અપરાધ માટે આપણને એટલો જ ભય આપવામાં આવે છે કે હવે ફરીથી આવો અપરાધ ન કરશો, નહીં તો બે કાન વચ્ચે માથું કરી દઈશું. કર્મના અપરાધ કદાચ એવા હશે કે તેમાં કાન કાપી લેવા પડે; પરંતુ આપણો માર્ગ કર્મનો નથી, ભક્તિનો છે.

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ચાલો, આપણે શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્યોત્સવની વધાઈ ગાઈએ.....

**राग सारङ्ग** :- भक्तिसुधा बरखत ही प्रकटे श्रीवल्लभ द्विजराज; माधो मास कृष्ण एकादशी प्रिय पुनित दिन आज. १ करुणावंत अतुल सुखसागर सङ्ग लिये सकल समाज; बंधु कुमुद अनुचर चकोर के भयै मनोरथ काज. २ आनन्दरूप जगत के भूषण लसत सबन सिरताज; विष्णुदास गुण गणत थकित भये पंडित पावत लाज. ३

**राग सारङ्ग** :- श्रीवल्लभ श्रीवल्लभ श्रीवल्लभ गुण गाऊ; निरखत सुंदर स्वरूप वरखत हरिरस अनूप द्विजवर कुलभूप सदा बलबल जाऊं. १ अगम निगम कहत जाहि सुरनर मुनि न लहे ताहि सकल कला गुणानिधान पूरन उर लाऊ; गोविंद प्रभु नंदनंदन श्रीलक्ष्मणसुत जगतवंदन सुमरत त्रयताप हस्त चरणरेणु पाऊं. २

ભાવત્ક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)





II શ્રીગોકુલેશો જયતિ II

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ ચૈત્ર સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ ચૈત્ર વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

માર્ચ ૨૬ ૨૦૧૦ થી અપ્રૈલ ૧૦ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-ચૈત્ર સુદ | શુક્ર | માર્ચ-૨૬ | **શ્રીકામદા એકાદશી વ્રત।** |
| ૧૨ | શનિ | ૨૭ | |
| ૧૩ | રવિ | ૨૮ | |
| ૧૪ | સોમ | ૨૯ | |
| ૧૫/૧ | મંગળ | ૩૦ | વૈશાખ સ્નાન પ્રારમ્ભ। |
| ૨-ચૈત્ર વદ | બુધ | ૩૧ | |
| ૩ | ગુરુ | અપ્રૈલ-૧ | શ્રીમહાપ્રભુજીના ઉત્સવની વધાઈનો પ્રારંભ। |
| ૪ | શુક્ર | ૨ | |
| ૫ | શનિ | ૩ | |
| ૬ | રવિ | ૪ | |
| ૭ | સોમ | ૫ | |
| ૮ | મંગળ | ૬ | |
| ૯ | બુધ | ૭ | |
| ૯ | ગુરુ | ૮ | |
| ૧૦ | શુક્ર | ૯ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**સંતો પણ ભગવાનનો સંબંધ ઉત્પન્ન કરી, મોક્ષ પ્રાપ્ત કરાવે છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૪-૧)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા

### ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**કર્મનો સિદ્ધાંત**

કર્મના ત્રણ પ્રકાર છે - સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. **સંચિત** એટલે જેનો સંચય થઈ રહ્યો છે. **પ્રારબ્ધ** એટલે જે શરૂ થઈ ગયો છે અને **ક્રિયમાણ** એટલે (વર્તમાનમાં) જે થઈ રહ્યું છે. તમે સાંભળી રહ્યા છો અને હું કહી રહ્યો છું - એ ક્રિયમાણ કર્મની વાત છે. બહુ પ્રેક્ટીકલ બાબતમાં, ટેકનીકલ બાબતમાં નહી - પણ, જે ચેષ્ટા અત્યારે હું કરી રહ્યો છું, તેને ક્રિયમાણ કહેવાય. વર્તમાનમાં જે કરી રહ્યા છીએ તે ક્રિયમાણ. જે પણ કંઈક ક્રિયમાણ ભેગું થઈ રહ્યું છે તે સંચિત, જેમ ફિક્સ ડિપોઝિટ કરાવીએ છીએ, અને ફિક્સ ડિપોઝિટનું જ્યારે ઇન્ટરેસ્ટ શરૂ થશે એ પ્રારબ્ધ.

અત્યારે જે જાતનું વ્યાજ આપણને મળી રહ્યું છે - સુખ કે દુઃખનું - તે બધુંજ આપણી પોતાની ફિક્સ ડિપોઝિટનું છે. એટલે આ કર્મનું બંધન છે, જેને આપણે એક સરળ ઉદાહરણથી બહુ સરસ રીતે સમજી શકીએ છીએ. આપણે માથામાં થોડુંક તેલ લગાડીને રાત્રે સૂઈ જઈએ છે તો શું થાય છે ? ઓશીકા પર તેલના ટપકાં નથી પડતાં, પણ તેલના ડાઘા ઓશિકાના ગલેફ પર તો આવી જ જાય છે. એવી જ રીતે આપણા મન, વાણી અને દેહની પ્રત્યેક ચેષ્ટાના ડાઘ પણ આપણા આત્મા સાથે જોડાઈ રહ્યા છે અને જે આત્મા સાથે જોડાઈ રહ્યા છે એને જ શાસ્ત્રમાં કહેવામાં આવે છે - સૂક્ષ્મ દેહ અથવા લિંગ દેહ.

એક દેહ છોડીને બીજા દેહની પ્રાપ્તિ માટે જે દૂરી કાપવી પડે છે, તેના માટે જે વાહન જોઈએ તે આ ડાઘાઓ આત્માની યાત્રા માટેના વાહન બની જાય છે. આપણો સૂક્ષ્મ દેહ કે લિંગ દેહનો જ આધાર લઈને આત્મા એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે. એટલે એક દેહ છોડીને બીજા દેહમાં જાય છે. જે પ્રમાણેના ડાઘા આપણે બનાવી છીએ તે પ્રમાણે જ દેહ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી હવે **પુષ્ટિપ્રવાહમર્યાદા** ગ્રંથની બે ચાર પંક્તિઓ આપણને સમજમાં આવી જશે.

શ્રીમહાપ્રભુજી ત્યાં એ સમજાવે છે કે પ્રવાહી પ્રકૃતિના જીવાત્મા પ્રવાહી દેહને પ્રાપ્ત કરે છે,મર્યાદાના જે જીવાત્મા મર્યાદાના દેહને પ્રાપ્ત કરે છે અને પુષ્ટિના જીવાત્મા પુષ્ટિના દેહને પ્રાપ્ત કરે છે. જે તે પ્રકારના બીજ ભાવ ધારણ કરીને જીવાત્મા મોટેભાગે તેવા દેહને પ્રાપ્ત કરતા હોય છે. કો'ક જગ્યાએ અપવાદ હોઈ શકે છે. તેવા અપવાદતો આપણને અહીંયાં પણ ઘણાં દેખાશે. આપણામાંથી ઘણાંએ અનુભવ્યું હશે કે આપણાં અંતરાત્મામાં તીવ્ર ઝંખના હોય કે આપણે ભગવન્માર્ગે જઈએ પણ આપણા દેહ-ઈન્દ્રિય-પ્રાણ એવા હોય છે કે જે આપણને ભગવન્માર્ગે ન લઈ જાય. એ સંઘર્ષ તમારામાં જ તમને દેખાશે. તમારામાં ન દેખાય તો તમારી આજુબાજુ એવા જીવ તમને ચોક્કસ મળી જશે. જીવાત્મા ઉત્તમ કોટિના હોય અને તેના દેહ ઈન્દ્રિયો આસુરી કોટિના હોય, જીવાત્મા એક બાજુ ખેંચશે અને દેહ,





ઈન્દ્રિયો બીજી બાજુ ખેંચશે. વાસ્તવમાં આવા જીવ, જન્મ-જન્માંતરમાં પ્રગતિ કરી શકશે, એક જન્મમાં પ્રગતિ નહિ કરી શકે. કેમ કે **તેના જીવાત્માને અનુકુળ દેહ ઈન્દ્રિય નથી મળ્યા. આ પણ શ્રીમહાપ્રભુજીનો એક સિદ્ધાંત નોંધી લેશો.**

**અપૂર્વ**

આ વિષયની નોંધ તમે લેશો તો તમને જીવનમાં પુષ્ટિપથ પર પ્રગતિ કરતાં ફાવશે. તેથી તમારી પ્રગતિ ત્યાં અનુકૂળ થશે. આ સંસ્કાર કે જે **સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ** રૂપમાં હોય છે તેને જ વૈદિક કે પારિભાષિક શબ્દમાં ''અપૂર્વ'' કહેવાય છે. દરેક વૈદિક કર્મનો એક સંસ્કાર ઉત્પન્ન થાય છે - જેને કહેવાય છે ''અપૂર્વ''. એ અપૂર્વ જ્યારે ભેગો થાય છે અને જે પ્રકારનો અપૂર્વ ભેગો થયો હોય છે તે પ્રકારનું એ ફળ અપાવે છે. એ અપૂર્વ મુખ્યત્વે ત્રણ પ્રકારનું થાય છે (૧) ઉત્તમ અધિકારનું (તમને જે બતાવ્યું તે) (૨) મધ્યમ અધિકારનું (૩) મંદ અધિકારનું. આ ત્રણ પ્રકાર અપૂર્વના બતાવ્યા તે - ત્રણ પ્રકારની ગતિ અપાવે છે.

**સ્મૃતિ પ્રકરણને સમજી લો**

શ્રુતિનો અનુવાદ આપણને સ્મૃતિઓ દ્વારા મળી રહ્યો છે. શ્રુતિમાં જે પણ કંઈ કહેવામાં આવ્યું છે તેનો સમાવેશ સ્મૃતિઓમાં કરવામાં આવ્યો છે. તેનું જ સ્વરૂપ આપણને સ્મૃતિઓથી મળે છે.

તમે અહીંયા જે મારી વાત સાંભળો છો તે અહીં કોઈ ન નોંધે, પણ તેમાંથી કદાચ કોઈને યોગ્ય લાગે અને ઘરે જઈને નોંધી લે તો પછી યાદ રાખેલ અને પાછળથી નોંધાય તો તેનું નામ સ્મૃતિ. અહીંયાં આ વિડીયો રેકોર્ડીંગમાં શબ્દે શબ્દ આવશે અને તમે ઘરે જઈને મારા કહેવાનો આશય યાદ કરીને લખશો તો શબ્દે શબ્દ મારા નહીં હોય. તેમાં શબ્દ તમારા હશે અને આશય મારો આવશે. તો જેથી જેનામાં વેદનો આશય રહેલો હોય, એટલે કે શ્રુતિઓનો આશય હોય અને શબ્દો ઋષિઓના હોય તેને સ્મૃતિ કહેવાય છે. આ સ્મૃતિનું એક લક્ષણ છે.

હવે આપણે સ્મૃતિનું બીજું લક્ષણ પણ જોઈ લઈએ. ઋષિઓનાં આચરણ જેમાં બતાવવામાં આવ્યાં છે, એટલે કે ઋષિઓએ જે આચરણ કર્યું છે એ આચરણના હિસાબે જે કાંઈ પણ જીવનમાં ઉતારવા યોગ્ય અને જીવનને જીવવા યોગ્ય જે ઉત્તમ કોટિના નિયમ છે, તે નિયમોનું સંકલન જ્યાં થયું છે - તેનું નામ સ્મૃતિ છે. ઋષિઓના આચાર જેના મૂળમાં રહ્યાં છે - તેનું નામ સ્મૃતિ છે - તેવો શ્રીમહાપ્રભુજીનો મત છે. આ મતથી પણ ભિન્ન મત ધરાવનારા આચાર્યો છે, આપણને તેની સાથે નિસ્બત ન હોવાથી તેનો ઉલ્લેખ આપણે કરી રહ્યા નથી.

**को काहू में मगन, को काहू में मगन,**
**हम तो वाही में मगन, जामे लागी लगन ।**

અમને તો શ્રીમહાપ્રભુજીના કામથી કામ છે. બાકી બીજા કશાના કામથી કામ ન હોવાથી, શ્રીમહાપ્રભુજી જે સ્વીકારી રહ્યા છે તે વસ્તુ લઈને આપણે ચાલીએ છીએ.

ઋષિ શબ્દની પણ એક સ્પષ્ટતા સમજી લેજો. ઋષિ શબ્દને શાસ્ત્રમાં કહેવામાં આવ્યો છે - **ઋષયઃ મંત્રદષ્ટારઃ**. ઋષિઓએ મંત્રને જોયા છે. જોવાનો મતલબ આંખોથી જોવું તે જ માત્ર નથી. જોવાનો મતલબ છે Perception.





Perception એટલે દરેક ઈન્દ્રિયથી જે બોધ થાય તેનું નામ છે Perception. એટલે સંપૂર્ણ ઈન્દ્રિયોથી જેને આપણે જાણી શકીએ. બીજો જ આવો સમજવા જેવો શબ્દ છે સાક્ષાત્કાર. એનો પણ આપણે અગડમ્ બગડમ્ ઉપયોગ કરીએ છીએ.

સાક્ષાત્કારને સામાન્ય અર્થમાં એમ કહી શકાય કે જે દૃષ્ટિની સામે હોય તેને સાક્ષાત્ કહેવાય, પણ હકીકતમાં એવું નથી. સામે હોય તેને સાક્ષાત્કાર કહેવાય, પણ માત્ર તેને જ સાક્ષાત્કાર કહેવાય એવું નથી એટલે દરેક ઈન્દ્રિયોથી જે જણાય તે સાક્ષાત્કાર. જે સામે હોય તે જ નહિ, પરંતુ સંપૂર્ણ ઈન્દ્રિયથી જણાય તે સાક્ષાત્કાર કહેવાય. ઋષિઓ એટલે જેઓએ સંપૂર્ણ જ્ઞાનેન્દ્રિયો વડે મંત્રનો અનુભવ કર્યો છે. મંત્રનું જે જીવંત સ્વરૂપ છે તેને જે તે ઈન્દ્રિયો વડે અનુભવ્યું છે. એ મંત્ર દૃષ્ટા ઋષિઓએ પરમાત્માના સત્યનો સાક્ષાત અનુભવ કર્યો અને ઋષિઓએ જે આપણને જણાવ્યું તેનું નામ છે સ્મૃતિ. આમ સ્મૃતિના બે અર્થ થયા.

**ષોડશ સંસ્કારનું મહત્વ**

સ્મૃતિમાં મુખ્યત્વે પાંચ વિષય કહેવામાં આવ્યા છે:-

ષોડશ સંસ્કાર, સંધ્યા, ઉપાસના, તીર્થયાત્રા, પ્રાયશ્ચિત.

આપણે ત્યાં ષોડશ સંસ્કારનું નામ સાંભળ્યુ હશે અથવા તે વિશે તમે વાંચ્યું હશે! હજી આપણે ત્યાં કર્મકાંડ કરાવવા આવતા જે ગોરમહારાજ છે તેઓ આના વિશે ક્યારેક વાત કરતા હોય છે. ગર્ભાધાનથી લઈને ઉત્તરક્રિયા એટલે જન્મથી તે મનુષ્ય દિવંગત થયા બાદ જે દેહની ક્રિયા થાય છે તે સુધીની પ્રક્રિયાને ષોડશ સંસ્કાર કહેવામાં આવે છે. એ ષોડશ સંસ્કાર શ્રીમહાપ્રભુજીના શબ્દોમાં હું તમને કહું (સર્વનિર્ણય પ્રકરણ નિબંધ):

**गर्भाधानादिसंस्काराः सन्ध्योपास्त्यादिकं तथा ।**
**नित्यश्राद्धादिकर्माणि पाकयज्ञादिकं तथा ।।**

શ્રીમહાપ્રભુજી કહે છે કે સ્મૃતિમાં મુખ્યત્વે પાંચ વિષય કહેવામાં આવ્યા છે તેની સાથે સાથે તીર્થયાત્રા, તીર્થયાત્રાના નિયમો, દાન, ઘરોમાં વિભાજન કેવી રીતે કરવું. એક ઘરમાં બે દીકરા કે ચાર દીકરા હોય તો સંપત્તિનું વિભાજન કેવી રીતે થાય  કેમ - શું ન થાય! વગેરે વગેરે ઘણા બધા વિષયો છે. એ બધા જ વિષયો સ્મૃતિના ગૌણ વિષયો છે. મુખ્ય વિષયો આ પાંચ છે.

ષોડશ સંસ્કારોનું નિરૂપણ અને વર્ણાશ્રમ પ્રમાણે સંધ્યા ઉપાસના વિગેરેનો નિર્ણય. પહેલાંના સમયમાં બ્રાહ્મણોની જેમ વૈશ્ય અને ક્ષત્રિયોને પણ જનોઈ અપાતી હતી અને ત્રણેય વર્ગોમાં યજ્ઞોપવિતના કારણે ત્રણેય વર્ગોમાં કર્મની કાંઈક વ્યવસ્થા હતી અને તેથી સંધ્યા ઉપાસના વિગેરેની વ્યવસ્થા શ્રીમહાપ્રભુજી આપણને સ્મૃતિના માધ્યમથી બતાવી રહ્યા છે.

**ગર્ભાધાનાદિ સંસ્કાર...**





આ બધુ અત્યારે હરિબોલ થઈ ગયું છે, કારણકે એ બધા જ સ્મૃતિના બતાવેલા આચારનું કપુરની માફક બાષ્પીભવન થઈ ગયું છે. એનું કારણ આપણી ચાર્વાકવૃત્તિ છે - કે દેવુ કરો અને ઘી પીઓ. આત્મા જેવુ કાંઈ છે જ નહિ, આનંદ કરો, આ દેહ ગયા પછી શું ?

આપણે બધા સામાન્ય રીતે ચાર્વાક થતા જઈએ છીએ. એનાં પરિણામ એ છે કે, આ બધા કર્મોનો આજે લોપ થઈ ગયો એટલે શ્રાદ્ધ વિગેરે કર્મ, પાપ યજ્ઞાદિ વિગેરે કર્મનો લોપ થઈ ગયો. આ બધાની સ્પષ્ટતા શ્રીમહાપ્રભુજીએ સર્વનિર્ણયમાં કરી જ છે. મુખ્યત્વે પાંચમું અને છેલ્લુ કર્મ છે પ્રાયશ્ચિત. કોઈ પણ ખોટું કર્મ થાયઃ અજાણતાં અને એ ખોટા કર્મનો બોધ થાય, એ બોધના પછીનો સંકલ્પ છે કે મારાથી ખોટું કર્મ થઈ ગયુ છે તે કર્મની આત્મગ્લાનિ તમારા ચિતમાં રહે, એ આત્મગ્લાનિ ને દૂર કરવાનું જે આચરણ છે તેનું નામ છે પ્રાયશ્ચિત. જેનાથી આત્મગ્લાનિ દૂર થઈ શકે. પ્રાયશ્ચિત એક શુષ્ક કર્મકાંડ નથી, પરંતુ પ્રાયશ્ચિત એક સ્વીકૃતિ છે. પ્રાયશ્ચિત એક સંકલ્પ છે અને પ્રાયશ્ચિત એ આત્મગ્લાનિ ને દૂર કરવાનું પ્રબળ સાધન છે, અને તેથી પ્રાયશ્ચિતનું આપણે ત્યાં બહુ મોટું વિધાન હતું.

**તીર્થયાત્રા**

તીર્થયાત્રા કેવી રીતે કરવી ? જેવાં વિધાનો પણ આપણા આ સ્મૃતિમાં આપેલાં છે. આજની તીર્થયાત્રા તો લકઝરી થઈ ગઈ છે. અત્યારે આપણે તીર્થયાત્રા પણ શ્રીમહાપ્રભુજીના વિધાન પ્રમાણે નથી કરી રહ્યા. તીર્થનો નિયમ છે કે તીર્થયાત્રામાં જઈએ તે વખતે એકજ વખત ભોજન કરવું જોઈએ અને એ ભોજનની માત્રા પણ એટલી જ હોવી જોઈએ કે જેનાથી દેહ ટકી શકે.

અલબત્ત અત્યારની આધુનિક સમસ્યા ડાયાબીટીસ જેવી હોય તો તે ભોજનને ચાર પાંચ ભાગમાં ડીવાઈડ કરીને લઈ શકાય છે. પણ એ ત્રણ-ચાર વખત જમવાનો મતલબ એવો નથી કે આપણા જીભના ચટકા માટે બધી વાનગીઓ ખાધા કરીએ. આજે એ જ થઈ રહ્યું છે. ભારતવર્ષના જે તમામ તીર્થ સ્થળો હતાં તે તમામ તીર્થ સ્થળોની આજે દુર્ગતિ થઈ રહી છે. એ દુર્ગતિના સંકેતો આપણને .... ''ગંગાદિતીર્થવર્યેષુ....'' માંથી મળી રહ્યા છે. ત્યાં તીર્થસ્થાનોમાં ફુલ લકઝરી જોઈએ.

કેમ કે એ આપણા માટે હવે યાત્રા નથી પણ તે હવે ટુર થઈ ગઈ છે. ઉર્દુમાં ટુરને કહેવાય છે સૈલાની. સૈલાની એટલે મોજમજાની બાબત. હવે આજે હરદ્વાર, ઋષિકેશ જોઈ આવવાની વાત છે. હરદ્વારમાં ગંગાનું દર્શન, ગંગાનો સ્પર્શ કે ગંગાનું સ્નાન નથી પણ હરદ્વાર જોવાનું સ્થળ થઈ ગયું છે. ઋષિકેશ-બદ્રીનાથ, કેદારનાથ પણ જોવાનાં સ્થળ બની ગયાં છે. એટલે તીર્થયાત્રા અત્યારે શું છે ને શું નહિ ? તેનું પણ વિશ્લેષણ હવે તમારા પર છોડી દઉં છું. તેથી સ્મૃતિમાં બતાવેલા જે આચાર આપણને કોઈપણ સન્માર્ગે નથી લઈ જતા કેમ કે સ્મૃતિમાં બતાવેલા પ્રકારોનો નિર્વાહ આપણે કરી શકતા નથી.

એનું એક જ ઉદાહરણ હું બહેનોને આપીશ. બહેનો ભાઈઓને સમજાવી શકશે, કેમ કે બહેનો ને એ વાત ગળા સુધી ઉતરી જશે. આજકાલ જૂઓ તો આવા ખાવાના પ્રકાર બહુ વધી ગયા છે. તમારી વાનગી બનાવવાની જે પદ્ધતિ





હોય છે ને-જેને તમે રેસીપી કહો છો, એ ''રેસીપી'' નો અર્થ અત્યારે નાના મોટા બધાને ખબર હોય છે. એટલે ''રેસીપી'' માં જે લખ્યું હોય કે અડધો કપ આ લેવું, એક સ્પૂન આ લેવું, અને આ જે પદ્ધતિમાં ફીક્સ માપથી બધી વસ્તુ નાંખવામાં જેટલી કાળજીથી તમે કરો છો તે શા માટે કરો છો? તે મને કહો. એટલા માટે કે તેમ ન કરો તો સ્વાદ ન આવે, જેવો સ્વાદ પેલી ''રેસીપી'' માંની વાનગીમાં બતાવ્યો છે તેવો સ્વાદ ન આવે.

તેવી જ રીતે નોંધ કરી લેજો કે વેદ અને સ્મૃતિનાં કર્મ એના વ્યવસ્થિત બતાવેલા પ્રમાણમાં ન થાય, તો એનાં ફળ ન મળે. આ વાતની નોંધ વ્યવસ્થિત રીતે લઈ લેજો. સ્મૃતિ બાબતમાં ત્રીજી એક બાબત પણ નોંધી લેજો કે સ્મૃતિ હમેશા શ્રુતિનું અનુકરણ કરતી હશે તો જ એ શ્રુતિનું પ્રમાણ લેવાશે. અન્યથા શ્રુતિનું પ્રમાણ નહિ લેવાય. પંચાંગમાં ક્યારેક એકાદશીના બે પ્રકાર થઈ જાય છે અને પંચાંગ બનાવનાર લખે છે કે આ સ્માર્તોની એકાદશી છે અને આ વૈષ્ણવોની એકાદશી છે. આ સ્માર્તોની એકાદશી એટલે જ સ્મૃતિવાળાઓની એકાદશી. એ લોકો શ્રુતિથી અનુકૂળ ન હોય તો પણ જે સ્મૃતિને સ્વીકારનારા તે લોકો તેટલા અંશમાં આપણા કરતાં કઈક અંશે જુદા પડી જાય છે.

ભારતવર્ષમાં એવા લોકો નાની સંખ્યામાં પણ છે કે જેઓ માત્ર સ્મૃતિનું જ આચરણ કરી રહ્યા છે. આપણે વૈષ્ણવો એટલે જુદા પડીએ છીએ કે આપણે સ્મૃતિના એટલા જ ભાગને સ્વીકારીએ છે કે જે ભાગમાં શ્રુતિનો આશય સમાયેલો હોય. જે શ્રુતિ કે સ્મૃતિ ભલે પછી એ શ્રીમનુની હોય, કે શ્રીયાજ્ઞવલ્કની હોય, પરંતુ જો એ સ્મૃતિ શ્રુતિથી કાંઈક વિપરીત અર્થ બતાવશે તો તેટલા અંશમાં આપણા માટે પ્રમાણ્ય નથી. એને પ્રમાણ તરીકે નથી સ્વીકારતા. તેથી પંચાંગ ચલાવનારાઓને બે શબ્દોનો ઉલ્લેખ કરવો પડયો.

તેથી કોઈપણ સંજોગોમાં સ્મૃતિથી પ્રમાણ્ય શ્રુતિનું જ વધારે રહેશે. એ પણ એક વાત શ્રુતિના સંદર્ભમાં સમજી લેજો. સ્મૃતિ મૂળ મુદ્દે શ્રુતિનો આશય કહે છે. સ્મૃતિ એ મૂળમાં ઋષિઓના આચરણથી થયેલા નિયમોની વાત કહે છે. સ્મૃતિમાં મુખ્યત્વે પાંચ વિષય કહેલા છે એની સાથે તીર્થ વિગેરેના નિયમો કહેલા છે તે ગૌણ વિભાગો-પેટા વિભાગો છે તેની સાથે હંમેશા પ્રમાણ શ્રુતિનું વધારે ગણાશે. સ્મૃતિ કરતાં કેટલાક અંશમાં શ્રીમહાપ્રભુજીના ગ્રંથોનો અભ્યાસ સીધે સીધો કરવો તેના કરતાં આ પૃષ્ઠભૂમિકા સમજીને કરવા જતા શ્રીમહાપ્રભુજીની વાણીને વધારે સારી રીતે સમજી શકાશે તેવા આશયથી આ પૃષ્ઠભૂમિ પર ચાલી રહ્યા છીએ.

**શ્રીમહાપ્રભુજીના એક પણ શબ્દથી તમે વંચિત રહી ગયા તો જીવન શૂન્ય થઈ જશે.**

આ બધાની સહાયથી શ્રીમહાપ્રભુજીની વાણીના તમામ શબ્દો બહુજ સારી રીતે સમજવામાં આવશે અને જો આની ગેરહાજરીમાં, પૂરતી સમજ વગર શ્રીઆચાર્યની વાણીના એકાદ શબ્દને પણ ચૂકી જશોને તો પછી તમારો ઉદ્ધાર કોઈજ કરી શકવાનું નથી. દૂધથી લઈને માખણ કાઢવા સુધીની પ્રક્રિયામાં ઘણું બધું કરવું પડતું હોય છે. એ બધાથી બચાવીને શ્રીમહાપ્રભુજી તમને સીધે સીધું માખણ આપે છે, તે માખણ પણ ગ્રહણ કરવાની જો તમારી ચેષ્ટા નહિ હોય તો જીવનમાં કોઈ ઉપલબ્ધિ નહિ થાય.





જીવન શૂન્ય થઈ જશે. શ્રીમહાપ્રભુજીના એક પણ અક્ષરથી તમે વંચિત રહી ગયા તો જીવન શૂન્ય થઈ જશે. જીવનમાં કંઈ ઉપલબ્ધ નહિ થાય - તમે માનો કે ન માનો, સ્વીકારો કે ન સ્વીકારો. દેવકીનન્દનની વાતનું કોઈજ મહત્વ નથી. દેવકીનન્દનની વાત યાદ રહે કે ન રહે પણ એટલું જ સ્પષ્ટ કરી લેજો કે શ્રીમહાપ્રભુજીની વાણીના એક એક અક્ષરના આચરણ વગર આપણી પાસે જીવનના વિકાસનાં હવે કોઈ પણ દ્વાર નથી, એની ક્ષિતિજ નથી. છે, તો માત્ર શ્રીમહાપ્રભુજીની વાણી જ છે.

સંકલનઃ- શ્રીકૃષ્ણ મારી ઝંખના છે! માંથી સાભાર.....

## સ્વ-માર્ગીય સમજ

## સ્ત્રીઓએ બ્રહ્મસંબંધ લેવું જોઇએ કે ?

**શિષ્ય** :- ગુરુદેવ! આ માર્ગમાં તો સ્ત્રીઓએ પણ બ્રહ્મસંબંધ મન્ત્રોપદેશ આપવામાં આવે છે. પરંતુ पतिरेव गुरुःस्त्रीणाम् સ્ત્રીઓનો આ ગુરુ પતિ જ છે, એવું વચન શાસ્ત્રમાંથી સાંભળેલું છે, તેમજ 'બૃહન્નારદીય' પુરાણાન્તર્ગત પુરુષોત્તમમાહાત્મ્યના અધ્યાય ૩૦માંના શ્લોક ૭૯માં પણ કહ્યું છે કે :-

भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च।

तस्मात्सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ।।

ગુરુદેવ, એટલે હું એ સમજ્યોં કે સ્ત્રીઓ માટે દેવ, ગુરુ, ધર્મ, તીર્થ, વ્રત આ બધું પતિ જ હોવાથી બધું છોડીને એક પતિની સમ્યક્ અર્ચા કરવી. ગુરુદેવ! આ વચનથી પણ સ્ત્રીઓના ગુરુ તો પતિ જ છે, તો પછી સ્ત્રીઓથી બ્રહ્મસંબંધ લઈ બીજા ગુરુ કેમ કરી શકાય?

**ગુરુદેવ** :- पतिरेव गुरुःस्त्रीणाम् આ વાક્ય કોઈ શાસ્ત્રનું નથી, પણ સામાન્ય નીતિનું છે. તેમજ પુરૂષોત્તમમાહાત્મ્યનું વચન તે જે ટાંક્યું તેનું પણ તાત્પર્ય સ્ત્રીએ પોતાના પતિ પાસે મન્ત્રોપદેશ લેવો એવું નથી, પરંતુ પતિનો મહિમા વર્ણન કરીને 'સ્ત્રીએ સર્વથી ઉત્કૃષ્ટ ભાવ નિજપતિમાં રાખવો', એવું તેનું તાત્પર્ય છે. એટલે કે સ્ત્રીને પાતિવ્રત્ય વ્રતમાં દૃઢ રાખવા ઉપલું વચન છે. જો તેમ ન હોય તો रुद्रालय માં न पत्नीं दीक्षयेत् 'પત્નીને પતિએ દીક્ષા આપવી નહિં' એવો સ્પષ્ટ નિષેધ કેમ કરત?

અતએવ આચાર્યકુલમાં પણ પોતે મન્ત્રોપદેષ્ટા હોવા છતાં પોતાની સહધર્મિણીને પોતે ઉપદેશ ન આપતાં સામ્પ્રદાયિક અન્ય આચાર્યશ્રી પાસે મન્ત્રોપદેશ અપાવાય છે. તેમજ મન્ત્રોપદેષ્ટા ગુરુ સંસારના ભયથી મુક્ત કરાવનાર હોવાથી પણ પતિ મન્ત્રોપદેશક હોઈ શકે નહિં. ગુરુનું સંસારના ભયથી મોચકપણું 'બ્રહ્મવૈવર્ત' પુરાણમાં સુસ્પષ્ટ રીતે કહેલું છે કે पतिरेव गुरुःस्त्रीणाम् ઈત્યાદિ વાક્યો સ્ત્રીએ પતિ ઉપર સર્વોત્કૃષ્ટ ભાવ રાખવો, એટલો જ બોધ કરે છે, **દીક્ષાદાતૃત્વરૂપ ગુરુત્વ** પતિમાં છે એમ નહિં. તેમજ રામાયણ, ભારતાદિ ગ્રંથોમાં દ્રૌપદી, કુન્તીજી, અહલ્યા વગેરેના ઉદાહરણો પણ જોવામાં આવે છે કે તેઓએ ભક્તિથી દુઃખનિવૃત્તિપૂર્વક પરમાનન્દની પ્રાપ્તિ કરેલી છે.





અને **આત્મનિવેદીએ કરેલી જ ભક્તિ** પરમાનન્દપ્રાપિકા છે, એમ આપણે પૂર્વમાં સિદ્ધ કરી ગયા છીએ, તેથી દ્રૌપદી પ્રભૃતિ આદર્શ પતિવ્રતાઓએ પણ પૂર્વમાં સિદ્ધ કરી ગયા છીએ, તેથી દ્રૌપદી પ્રભૃતિ આદર્શ પતિવ્રતાઓએ પણ આત્મનિવેદન કર્યાનું અર્થાપત્તિથી સિદ્દ થાય છે.

**શિષ્ય** :- ગુરુદેવ ! આ અર્થાપત્તિ એટલે શું ? આપ કૃપા કરી સમજાવશો !

**ગુરુદેવ** :- पीनोऽयं देवदत्तो दिवा न भुंक्ते 'શરીર સ્થૂલ પણ આ દેવદત્ત દિવસે ભોજન કરતો નથી' એમ સાંભળી બુદ્ધિમાન્ મનુષ્ય કલ્પના કરી લેશે કે ભોજન કર્યા સિવાય સ્થૂલત્વ સંભવે નહિં, અને આ દેવદત્ત દિવસે ભોજન કરતો નથી છતાં સ્થૂલ છે તો અર્થાત્ રાત્રિએ ભોજન કરતો હશે (આનું નામ **અર્થાપત્તિ** કહેવાય છે. અને તે એક પ્રમાણ છે.) તેજ પ્રમાણે तरति शोकमात्मवित्. આત્મજ્ઞાની શોકને તરે છે, આદિ વાક્યોથી જ્ઞાનનું ફળ માત્ર દુઃખનિવૃત્તિમાં પર્યવસન્ન થાય છે, પરંતુ જીવાત્માને માત્ર દુઃખનિવૃત્તિ જ અભીષ્ટ નથી, પણ સાથે સુખપ્રાપ્તિ-પરમાનન્દાવાપ્તિ-પણ અપેક્ષિત છે.

અને તે તો रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति શ્રીપ્રભુને પ્રાપ્ત થઇને જ આનન્દવાન્ થાય છે, આદિ શ્રુતિથી પ્રભુ શ્રીકૃષ્ણને પ્રાપ્ત કર્યે જ થઇ શકે, અને रसो वै सः આદિ શ્રુતિથી તે એક શ્રીકૃષ્ણ જ રસરૂપ છે. માટે તે શ્રીકૃષ્ણની પ્રાપ્તિ માટે જીવે પ્રયાસ કરવો જોઇએ અને તે પ્રયાસ भक्त्याहमेकया ग्राह्यः આદિ વાક્યોથી ભક્તિ જ છે, અને તેવી ભક્તિ આત્મનિવેદન કર્યા સિવાય સિદ્ધ થતી. આ ઉપરથી અર્થાત્ સિદ્ધ થયું કે દ્રૌપદી આદિ આદર્શ પતિવ્રતાઓએ પણ આત્મનિવેદન કરેલુ જ, અન્યથા પરમાનન્દ પ્રાપ્તિ તેઓને સંભવે નહિં, અને તેઓને પરમાનન્દ પ્રાપ્તિ થયેલી છે, તે વાત શાસ્ત્ર સિદ્ધ છે.

ચાલ, હવે મૂલ વિષય પર આવી જઇએ. તેથી જ સ્ત્રીઓને પણ ભગવાન્‌ને શરણે જવાનાં, તથા સદ્‌ગુરુનો સમાશ્રય કરવાનાં અને ગુરુએ સ્ત્રીઓને દીક્ષા આપ્યાનાં પ્રમાણો શાસ્ત્રોમાં મળે છે. સ્ત્રીઓને ભગવાન્‌ને શરણે જવા બાબત પ્રમાણઃ-

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।

स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ।। (गीता. ९-३२)

અર્થ :- હે અર્જુન ! મારે જ શરણે આવીને જે પણ પાપજન્મા હોય તે હુણ, યવન, ભીલ વગેરે બધાં, **સ્ત્રીઓ**, વશ્યૈ તથા શૂદ્રો પણ પરમાગતિને પ્રાપ્ત થાય છે. આમાં સ્ત્રીઓને પણ ભગવદાશ્રય કરવાથી ઉત્તમ ગતિની પ્રાપ્તિ કહેલી છે.

સ્ત્રીઓએ ગુરુનો સમાશ્રય કરવો જોઇએ તેમાં પ્રમાણ :-

ब्राह्मणः क्षत्रियो वापि वैश्यःशूद्रोऽथवा पुनः ।

एवं स्त्रीयो वा यत्नेन गुरुमेव समाश्रयेत् । (तन्त्रसारे)





અર્થ :- બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર તેમજ સ્ત્રીઓએ યત્નવડે ગુરુનો સમાશ્રય કરવો.

ब्राह्मणान् क्षत्रियान् वैश्यान् सच्छूद्रान् सत्स्त्रियोपि वा ।

विष्णुभक्तिरतान् साधून् दीक्षयेद्विधिना गुरुः ।। (विष्णुयामले)

ગુરુએ સ્ત્રીઓને દીક્ષા આપવી જોઇએ તેમાં પ્રમાણ :-

અર્થ :- બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, સત્શૂદ્ર, સત્સ્ત્રિઓ તેમજ વિષ્ણુભક્તિપરાયણ સાધુપુરૂષોને ગુરુએ વિધિપૂર્વક દીક્ષા આપવી. સ્ત્રીઓએ દીક્ષા લેવી જ જોઇએ તે વિષયમાં આવાં અનેક વચનો શાસ્ત્રમાં પ્રાપ્ત થાય છે, તેથી તે વિષયમાં મતિભ્રમ ન કરતાં સ્ત્રીઓએ ભાગવતી દીક્ષા અવશ્ય લેવી.

તેમજ સ્ત્રીઓએ દીક્ષા ન લેવી, તેવા નિષેધ વચનો શાસ્ત્રમાં ક્યાં પણ ઉપલબ્ધ થતાં નથી. સ્ત્રીઓએ મન્ત્રોપદેશ ન લીધો હોય ત્યાં પર્યંત તેના હાથનો પાક બ્રાહ્મણો જમતા નથી, એ રીવાજ દક્ષિણ વગેરે દેશોમાં માઇસોર તરફ આજ પર્યંત જોવામાં આવે છે, મૈથિલ દેશમાં પણ સ્ત્રીઓને દીક્ષા લેવાનો રીવાજ પ્રચલ્લિત છે. માટે સ્ત્રીઓએ પણ બ્રહ્મસંબંધ દીક્ષા અવશ્ય લેવી જોઇએ.

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...

## પુષ્ટિ અને પુષ્ટિમાર્ગ

**(લેખક : પંડિત રામચન્દ્ર ચક્રવર્તી)**

*આ લેખના લેખક શ્રીમાન્ પંડિત રામચન્દ્ર ચક્રવર્તીએ સંપ્રદાયના અતિવિદ્વાન એવા બાલકૃષ્ણભટ્ટ ઉપનામ શ્રીલાલુ ભટ્ટજી દ્વારા રચિત પુષ્ટિ-વિવેકના આધારે ગુર્જરભાષાનુવાદરૂપે પ્રકટ કરેલ છે.*

*ગતાંકથી આગળ...*

ભગવદનુગ્રહભજન પાઠક મહાશયો, આપ સમજી ગયા હશો કે ઇન્દ્ર જેવો મહાબલશાલી દેવ રાક્ષસોના પણ પ્રાણ હરે તેવા વજ્રવડે ગર્ભમાં રહેલા બાળકને મારવાની ચેષ્ટા કરે અને તે ગર્ભશય્યામાં સૂતેલું બાળક મરે તો નહિં પણ ઉલટા એકના ઓગણપચાસ (૪૯) બાળક થાય એટલે કે **ક્ષયની જગ્યાએ વૃદ્ધિ થાય**; આ વિચિત્ર પ્રભાવ ભગવદનુગ્રહ સિવાય બીજા કોનો હોઇ શકે ? આ દૃષ્ટાન્ત पोषणं तदनुग्रहः એ ભાગવત વાક્ય પરિપુષ્ટ થયેલું છે.

આ પ્રમાણે કાલ, કર્મ, અને સ્વભાવને પણ પ્રભાવહીન કરનાર ભગવદનુગ્રહને પુષ્ટિ અથવા મહાપુષ્ટિ શબ્દથી ઓળખવામાં આવે છે. બલવાન્ પ્રતિબન્ધોની નિવૃત્તિ કરીને ભગવચ્ચરણારવિન્દની પ્રાપ્તિ કરાવનારી અને કાલ, કર્મ અને સ્વભાવની પણ બાધક પુષ્ટિ-ભગવદનુગ્રહના પૂર્વોક્ત અજામિલ, ઇન્દ્ર અને દિતિના ગર્ભના દૃષ્ટાન્તો





પર્યાપ્ત છે. ઉપર્યુક્ત દૃષ્ટાન્તત્રયમાં કાલ, કર્મ અને સ્વભાવનો પુષ્ટિ-ભગવદનુગ્રહ કેવી રીતે બાધ કરે છે, તેનું હવે પૃથક્કરણ કરીએ.

નિરંતર પાપાચરણ કરવાવાળો અજામિલ કેવલ ભગવાન્નામાભાસથી કાલને જીતી ગયો, અને ભગવત્પાર્ષદોએ છોડાવવાની ચેષ્ટા કરી તો પણ તે મર્યો નહિં અને હરિદ્વાર-વૈકુણ્ઠમાં ગયો; એથી કાલજય સૂચવ્યો. તેમ જ નિન્દિત કર્મ કરતો હતો છતાં પણ અશુભ કર્મોનું દુષ્ટફલ તેને ન ભોગવવું પડ્યું, કિન્તુ ભગવત્પ્રાપ્તિ થઇ; અહીં કર્મજય ઉદાહૃત થયો છે. એ જ પ્રમાણે ઇન્દ્રે વિશ્વરૂપ-દધીચિ ઋષિ તથા વૃત્રાસુરના પ્રાણ હરણ કર્યા છતાં તે અશુભ કર્મફલને ભોગવતા પોતાના ઇન્દ્રાસન પર સ્થિત રહ્યો એ કર્મજયજનક શ્રીહરિના અનુગ્રહનો અથવા પુષ્ટિનો પ્રભાવ જ છે.

દિતિનાં ગર્ભહનન સમયે તે પ્રાણહરણ વજ્રનો સ્વભાવ પ્રાણહરણરૂપ છે તો પણ તે જ વજ્રથી પ્રાણહરણ તો ન થઇ શક્યું, કિન્તુ એકના ઓગણપચાસ થયા, એ સ્વભાવજયનું સંપૂર્ણ દૃષ્ટાન્ત છે. અન્યથા જે વજ્રનો પ્રાણ-હરણ-સ્વભાવ છે એ જ વજ્રથી નાશની જગ્યાએ વૃદ્ધિ થવાનો સંભવ અઘટિત ઘટનાપટીયાન્ ભગવદનુગ્રહવ્યતિરિક્ત ક્યાંથી હોય ? શ્રીમદ્ભાગવતમાં લખ્યું છે કે :-

न ममार दितेर्गर्भः श्रीनिवासानुकम्पया ।

बहुधा कुलिशक्षुण्णो द्रौण्यस्त्रेण यथा भवान् ।।

અર્થાત્ : હે રાજન્ ! શ્રીનિવાસની કૂલંકષ કૃપાથી જેવી રીતે અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી આપ બચી ગયા તેવી રીતે, દિતિનો ગર્ભ વજ્રથી અતીવ આહત થવા છતાં પણ નાશ ન પામ્યો. ભગવદનુગ્રહરૂપા પુષ્ટિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો સિદ્ધ કરે છે. દેહહૂતિની મુક્તિ કેવલ અનુગ્રહથી જ થયેલી મનાય છે. ભગવાન્ કપિલદેવજી ઉપદેશ પછી દેવહૂતિનાં જે યોગાદિ સાધનો લખ્યાં છે તે કેવલ અજામિલના નામસ્મરણદિવ્યાપારવત્ છે. દેવહૂતિના સંબંધમાં યોગાભ્યાસાદિ સાધન અકિંચિત્કર છે, અર્થાત્ યોગાદિ સાધનથી દેવહૂતિની મુક્તિ થઇ નથી, પણ ભગવદનુગ્રહ-પુષ્ટિમાત્રથી જ તેની મુક્તિ માનવામાં આવી છે. શ્રીમદાચાર્યચરણે નિબંધમાં આજ્ઞા કરી છે કે :-

नामध्यानार्चनादिकं पुरस्कृत्य हरेर्वीर्यं नामादिषु निरूप्यते ।।

અર્થાત્ :- નામધ્યાન સેવા આદિને આગળ કરીને શ્રીહરિનું વીર્ય નામમાં વર્ણવ્યું છે . વાસ્તવિક અજામિલ અને દેવહૂતિનો મોક્ષ તેમજ ઇન્દ્રની અર્થ કામ આદિ ચતુર્વિધ પુરૂષાર્થસિદ્ધિ એ કેવલ સામાન્યાનુગ્રહરૂપા પુષ્ટિનું જ કાર્ય છે. શ્રીહરિની પ્રાપ્તિ જેનું ફલ છે. એવી પરાભક્તિને તો માત્ર શ્રીહરિનો વિશેષ અનુગ્રહ જ આપે છે. એટલા માટે જ પુષ્ટિજન્ય ભક્તિને **પુષ્ટિભક્તિ** નામ આપવામાં આવ્યું છે.

શ્રીમત્પ્રભુચરણ શ્રીગુસાંઈજીએ ભક્તિહંસના પ્રારંભમાં આજ્ઞા કરી છે કે : तदनुग्रहैकलभ्यां भाक्तिं च नुमस्तदीयांश्च એટલે ભગવદનુગ્રહૈકલભ્યાં ભક્તિને હું નમસ્કાર કરૂં છું. આ ઉપરથી એ સિદ્ધાંત સિદ્ધ થાય છે કે પુષ્ટિભક્તિ એક માત્ર

ભગવદનુગ્રહથી જ લભ્ય-પ્રાપ્ત કરી શકાય તેવી છે. પુષ્ટિભક્તિ પ્રાપ્ત કરવાનો ભગવદનુગ્રહથી અતિરિક્ત કોઇ પણ ઉપાય નથી; તેવી જ રીતે જ્યારે ભક્તિની ઉત્પત્તિ થાય ત્યારે ભગવદનુગ્રહ-પુષ્ટિનું અનુમાન થાય છે.

જ્યારે કારણ બરોબર જણાય નહિ, ત્યારે તેનું કાર્ય દ્વારા અનુમાન કરવામાં આવે છે. જેમ કાર્યરૂપ પ્રપંચ-જગત્ દ્વારા તેના કારણ અને કર્તા ઈશ્વરનું અનુમાન થઇ શકે છે, તેમ કાર્ય દ્વારા કારણનું અનુમાન કરી શકાય છે. કોઇ અનભિજ્ઞ પુરૂષે વૃક્ષવિદ્યા ચતુર (botanist)ને લીંબુના વૃક્ષની અને નારંગીના વૃક્ષની ઓળખ કરાવવા કહ્યું ત્યારે વૃક્ષવિદ્યા ચતુરે તે અનભિજ્ઞ મનુષ્યને કહ્યું:

'બેઉ વૃક્ષ સુરત એક સરખી જ છે, પરંતુ કોઇ એક બગીચામાં જ્યાં લીંબુ અને નારંગીનાં બન્ને વૃક્ષો હોય ત્યાં જઇ ઓળખો કે જે વૃક્ષ ઉપર લીંબુંનું ફળ હોય તે લીંબુનું વૃક્ષ અને જે વૃક્ષ ઉપર નારંગી હોય તેને નારંગીનું વૃક્ષ જાણવું'. એ પ્રમાણે અનુગ્રહ મૂર્ત્તિધારી વસ્તુ ન હોવાથી જ્યારે કાર્યરૂપા પુષ્ટિની ઉત્પત્તિ થાય ત્યારે જ અનુગ્રહનું અનુમાન થઇ શકે છે. પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ ગ્રંથમાં આ આશયને શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કેઃ-

भक्तिमार्गस्य कथनात्पुष्टिस्तीति निश्चयः ।

આ તો પુષ્ટિ થઇ. હવે પુષ્ટિનું કાર્ય ભક્તિ જેનાથી પુષ્ટિનું અનુમાન કરી શકાય, તે ભક્તિનું વર્ણન સંક્ષેપમાં કરવું આવશ્યક છે, તે હવે આપણે જોઇએ....

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૨, પૌષ ૧૯૭૪માંથી સાભાર ।।*



## શ્રીહરિરાય વાઙ્મુકતાવલી

### ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### સેવા-વિચાર

एवं निश्चित्य चित्तेन निरपेक्षो दृढान्तरः ।

स्थिरान्तःकरणं कृत्वा विश्वासं पितृवद्धरौ ।। ६६ ।।

सेवेयेत्तत्परो भूत्वा युक्त्या लौकिकया पुरा ।

देशकालौ विचार्यैवमवस्थां च प्रभोरपि ।। ६७ ।।

ઉપર કહ્યાં પ્રમાણે ચિત્ત વડે નિશ્ચય કરીને આ લોક અને પરલોકની અપેક્ષા રાખ્યા વિના અંતઃકરણ સ્થિર કરીને શ્રીહરિમાં માતા-પિતાવત્ વિશ્વાસ રાખવો. જેમ માતાપિતામાં બાળકને એવો વિશ્વાસ હોય છે કે મારું બૂરું નહિં જ





કરે, તેમ શ્રીપ્રભુમાં પણ વિશ્વાસ રાખવો કે એ મારુ સારું જ કરશે. એવો દૃઢ વિશ્વાસ રાખીને તત્પર થઈને પહેલાં લૌકિક યુક્તિ વડે સેવા કરવી. લૌકિક યુક્તિ એ જ કે પ્રભુને સર્વભાવથી સેવા કરવી.

દેશકાલનો પણ વિચાર કરવો. જેવો દેશ હોય, જેવો સમય હોય-શીતકાલ, ઉષ્ણકાલ, વગેરે કે ગમે તે હોય એનો પણ સેવામાં વિચાર કરવો. અને પ્રભુની અવસ્થાનો વિચાર કરવો. જે અવસ્થાનું સ્વરૂપ હોય તે અવસ્થાને અનૂકુલ સેવા કરવી. ૬૭

तदर्थं व्यर्थवचनं कृतिसाध्यं परित्यजेत् ।। ६७.५ ।।

સેવા માટે વ્યર્થ વચન કહેવું નહિં; ખોટું બોલવું નહિં. એ મુખરતા દોષ છે. એ દોષ મોટામાં મોટો છે. મારી કૃતિથી જ આ બધું બને છે, એમ પણ માનવું નહિં. જે જીવનકૃતિથી જ સિદ્ધ થતું હોય તેનો પરિત્યાગ કરવો. જેમ કે 'સાધનસંપત્તિથી પ્રભુ કદાપિ પ્રસન્ન થતાં નથી' એમ શ્રીસુબોધિનીજીમાં કહ્યું છે. ૬૭.૫

(અહીં तदर्थं व्यर्थवचनं कृतिध्यानं परित्यजेत् - એ પ્રમાણે પાઠ હોય એમ માલુમ પડે છે. તત્ત્વદીપ નિબંધના સર્વનિર્ણય પ્રકરણમાં શ્રીમહાપ્રભુજીની જે આજ્ઞા છે કે તેનો જ આ પ્રસંગ શ્રીહરિરાયજી વિસ્તાર કરી રહ્યાં છે. અને આ શ્લોકાર્ધનું મૂલ वृथालापक्रियाध्यानं सर्वथैव परित्यजेत् એ પ્રમાણે છે. એટલે આનો અર્થ આ પ્રમાણે થશેઃ 'સેવામાં તત્પર બનવા માટે મનનો વિક્ષેપ કરનાર વ્યર્થ વચનો, વ્યર્થ કૃતિઓ અને વ્યર્થ વિચારોથી દૂર રહેવું.)

कृष्णे समर्पयेन्नैव क्लिष्टं क्वापि प्रयत्नतः ।। ६८ ।।

इष्टं लोके तथा स्वस्य यच्चिरं चित्ततिन्तिमूत ।

तद्वै समर्पयेद् भक्त्या भक्तिसम्बन्धि सर्वथा ।। ६९ ।।

તેમજ બહુ જ ક્લેશ કરીને પ્રયત્નથી જે મેળવ્યું હોય તે શ્રીપ્રભુને સમર્પવું નહિં. જે મેળવતાં સેવાથી વિમુખ થઈને ઘણો જ ક્લેશ પ્રાપ્ત કરીને પ્રયાસ કરવો પડ્યોં હોય તે પ્રભુને સમર્પવું જોઈએ નહિં. ભગવાન કહે છે કે :- ભક્તો થોડું પણ પ્રેમ વડે મને જે ધરે છે, તે મને ઘણું થઇ પડે છે. અભક્ત હોય અને મને ઘણું ધરે તો તેથી મને સંતોષ થતો નથી; એટલે કે ભક્તિ વિના જે મને ઘણું પણ ધરાય છે તે મને સંતોષ આપવામાં પૂરતું નથી.

લોકમાં જે બહુ ઈષ્ટ હોય, લોકો જેને બહુ ઈચ્છતા હોય, અને પોતે ઘણા સમયથી ચિત્તમાં વિચારી રાખેલી હોય તે વસ્તુ પ્રભુને ભક્તિથી સમર્પવી. એ વસ્તુ સર્વથા સેવાસંબંધી જ હોવી જોઇએ. બીજી નહિં. એ ખાસ ધ્યાન રાખવું. જે ઈષ્ટ હોય, દત્ત (આપેલું) હોય, હુત (હોમેલું) હોય, જપેલું હોય, જે આચર્યું હોય, જે પોતાને પ્રિય હોય તે મને અર્પવું; મને આપવાથી એ અનન્તરૂપ થાય, એમ શ્રીભાગવત કહે છે.) ૬૯

...ક્રમશઃ





# વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

આ પ્રકારે વિશેષ શક્તિરૂપ અનુગ્રહથી દૈવી જીવોના ઉદ્ધાર થવો વાર્તા સાહિત્યમાં દેખાય છે. અનુગ્રહના વિવિધરૂપ અને શક્તિઓનું નિરૂપણ કરતા અનુગ્રહના દેવગુહ્ય રૂપને ઉપસ્થિત કરવું તે વાર્તા સાહિત્યનું લક્ષ્ય રહ્યું છે. ભગવાને પુષ્ટિ, પ્રવાહ, મર્યાદા આમ ત્રિવિધ પ્રકારે સૃષ્ટિનું સર્જન કર્યું છે. આ ત્રણેના માર્ગ પણ ભિન્ન છે. તેમાં પણ મર્યાદામાર્ગથી પુષ્ટિમાર્ગ અતિ ભિન્ન છે. ક્યારેક ક્યારેક તો વિરોધ પણ છે, મર્યાદામાર્ગમાં કર્મ, જ્ઞાન અને ઉપાસના ભક્તિ તથા તેના પ્રકારે આ સર્વ જીવોદ્ધારના સાધન છે.

ત્યાં થકી પણ અનુગ્રહની ઢીલાઇ નથી થતી. કારણકે આ સાસન માર્ગ છે, થોડીક ભૂલ પણ રૂલહીન બનાવી દેતા હોય છે, પરંતુ અનુગ્રહ માર્ગમાં ભક્તિ વિ. સર્વસાધન પણ સાદન નથી થઇ શક્તા. માત્ર ત્યાં દેખાવ માટે વ્યાપારના સ્થાને કંઇક સાધનની જેમ દેખાવ થાય છે. મુખ્યસાધન તો સ્નેહ છે. લોકો સમજે છે કે ભગવાનનું નામ લેવાથી અન્ય ભક્તિ સાધન સાપેક્ષ હોવાથી તે દ્વારા ઉદ્ધાર થયો. આ પ્રકારે જો આ સાધનોના બતાવવામાં આવે તો બધા જ જીવો અનુગ્રહના ભરોસે મર્યાદા વિ. માર્ગોને છોડી દે. આવા સમયે, તો પછી અન્યમાર્ગોનું પણ અસ્તિત્વ કે સ્થિતિ અસંભવ બની જાય છે.

આ માટે ભગવદ્ નામ સ્મરણ વિ.ને કારણે ભગવદ્ અનુગ્રહ પોતાનું કાર્ય કરે છે. લોકો જાણે છે કે સેવા-સ્મરણ વિ.કરવાથી જીવનો ઉદ્ધાર કે ભગવદ્ પ્રાપ્તિ થાય છે. વાસ્તવમાં ઉદ્ધારનું કાર્યતો ભગવદ્ અનુગ્રહમાં જ આવે છે. અને આજ અનુગ્રહ **દેવગુહ્ય** સ્વરૂપ છે. આવો અનુગ્રહ દેવતાઓને પણ સમજવામાં આવતો નથી. આથી શ્રીઆચાર્યજી આજ્ઞા આપી 'अनुग्रहः लोकसिद्धो गूढभावान्निरूपितः. વાર્તા સાહિત્યમાં અનુગ્રહના આવા **દેવગુહ્ય** રૂપનું આ પ્રકારે નિરૂપણ થયું છે.

૧. ત્યારે શ્રીગોવિંદ સ્વામીને બોલાવીને કહ્યું, હે ગોવિન્દદાસ આસકરનને પણ કંઇક સીખવાડો. તેને રાજ્ય મદ નથી...ત્યારે ગોવિંદ સ્વામીએ કહ્યું મહારાજાધિરાજ! આપ જ્યારે જીવને શરણે લો છો ત્યારે અનેક ઉપાય કરી લેતા હોય છે. માટે મારૂં નામ શા માટે લ્યો છો?

૨. ત્યારે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી, જાઓ સ્નાન કરી આવો. તને અમે નામ આપી શરણે લઇશું. પછી તારા મનમાં આવે તેમ કરજે. અમે તને ક્યારે પણ ના છોડીશું. પ્રમાણ વાર્તા સ્મશાનવાળા વૈષ્ણવ.

આ પ્રકારે અનુગ્રહને **દેવગુહ્ય** રાખવાથી તે જ **અનુગ્રહ માર્ગ**રૂપથી સન્મુખ આવ્યો છું. જેમાં શરણ સેવા, નવધાભક્તિ અને ભાવના વિ. તત્ત્વો સાધન રૂપથી સમ્મિલિત થયા. હવે આ અનુગ્રહમાર્ગમાં લોક-વેદ વિરુદ્ધ કે વિવિધરૂપીને બતાવવામાં પણ ઈષ્ટ છે.

**અનુગ્રહમાર્ગના લોક-વેદ વિરુદ્ધ રૂપ.૧:-**

૧: ....અને વેશ્યાએ સાંભળ્યું ત્યારે શ્રીગુસાંઈજી પાસે આવી વિનંતી કરી, મહારાજ! મારો અંગીકાર કરો, મને શરણે લ્યો. ત્યારે શ્રીગુસાંઈજીએ આજ્ઞઅ કરી કે અમે વૈશ્યાનો અંગીકાર કરતાં નથી....ત્યારે વૈશ્યાએ કહ્યું મહારાજ! આજે નવમો દિવસ છે. વગર અન્નજલ મારા હવે પ્રાણ છૂટશે. ત્યારે શ્રીગુસાંઈજી પ્રભુચરણે નામ સુનાવ્યું....બ્રહ્મસંબંધ કરાવ્યો. લાલજી સ્વરૂપ પધરાવી આપ્યું અને અંતરંગ ભગવદીયને આજ્ઞા કરી કે આને સેવા-સ્મરણની સઘળી રીત ભાત શીખવી દેજો.

અને તે સેવા-કથામાં પ્રવૃત્ત થઇ. એક માસમાં અટકાવનો સમય આવ્યો, ત્યારે ભગવદીયોએ કહ્યું કે ચાર દિવસ સુધી કંઇ કરશો નહિં. જલ વિ.ને અડકશો નહિં. પરંતુ પ્રભુની સેવા વગર રહી શકી નહિં અને અટકાવમાં જ સેવા કરી. ત્યારે સર્વે વૈષ્ણવોએ શ્રીગુસાંઇજીને ચૂગલી કરી કે હે પ્રભુ! આ વૈશ્યા અટકાવમાં પણ સેવા કરીને બધું જ છોવાવી દે છે.........ત્યારે શ્રીપ્રભુચરણે તેના ઉપર શ્રીઠાકોરજીને પ્રસન્ન દેખીને કહ્યું કે તે જેમ કરે તેમ કરવા દ્યો...તમે એવું ન કરશો..(દેવગુહ્ય અનુગ્રહનું સ્વરૂપ)

૨:...પછી વીરબાઇને ગર્ભ રહ્યો. સમય પર અર્ધરાતે બેટો જન્મ્યો છે. ઘરના સર્વે બેટાની વધાઇ વ્યવહારમાં લાગ્યા છે. શ્રીઠાકોરજીને ચાર ઘડી દિવસ ચઢી ગયો, ત્યારે વીરબાઇ બહુજ દુ:ખ કરવા લાગી. અરે ભાઇ સાંભળો છો કે! મારા શ્રીઠાકોરજીને જગાવવામાં ઘણી જ અવેર થઇ છે. બધાને વાર વાર વિનંતી કરે છે, પરંતુ કોઇ સાંભળતું નથી...આમ કરતાં કરતાં બપોરનો સમય થવા આવ્યો, ત્યારે વીરબાઇ મનમાં બહુ જ મહાતાપ કરીને રોવા લાગી. ત્યારે પ્રભુએ દેવગુહ્ય અનુગ્રહ જણાવી શૈયામાંથી આજ્ઞા કરી કે તુ રૂદન શા માટે કરે છે? .....ત્યારે વીરબાઇ ઊઠીને ગોબર-મુત્રથી સ્નાન કરી અપરસ કરીને પ્રભુને જગાવ્યા, મંગલા કરી શ્રૃંગાર કરીને રસોઇ કરી ભોગ ધરી પ્રસાદ લઇ ખાટલે પડી રહી...ત્યારે પ્રભુએ કહ્યું કે હું તારા ઉપર ઘણોજ પ્રસન્ન છું.(પ્રમાણ વાર્તા વીરબાઇની વાર્તા ૨૫૨ વૈ.વા.માંથી)

**અનુગ્રહમાર્ગના લોક-વેદ વિરુદ્ધ રૂપ.૨:- દેવીનો અનાદર** :પછી બેઉ ભાઇ પટેલે કહ્યું - હવે શું કરીએ? બે રૂપિયા શ્રીઠાકોરજીના વૃથા જાય છે. પછી અર્ધરાત્રિ થઇ ત્યારે બેઉ ભાઇ પટેલને તળાવ ઉપર જઇ અંધારા કુવામાં દેવીને ધરી આવ્યા. ત્યારે દેવી વિકરાલ સ્વરૂપ ધારણ કરીને ગામના રાજા પાસે ગઇ. રાજાને જગાવીને કહ્યું કે મંદિરતો બનાવશો ત્યારે બનશે, પરંતુ હમણાં તો હું અંધારા કુવામાં પટકાઇ છું. તારા ગામમાં બે ભાઇ પટેલ છે, તેઓએ મને આ દંડ કર્યો છે, ત્યારે રાજા પટેલની બહુન બડાઇ કરી પટેલોને ઘેર આવ્યો....(વાર્તા ૧૩૩, ૨૫૨વૈ.વા.માંથી)

**અનુગ્રહમાર્ગના લોક-વેદ વિરુદ્ધ રૂપ.૩:- વૈદિક ધર્મનું ઉલ્લંઘન** :...તે એક દિવસ ચૂટકી માંગવા ગયો અને અવેર થઇ. ઘેર આવ્યો તો તાપ થયો. વેળાસર અપરસ કરી મંદિરમાં બુહારી કરતાં બુહારીની દોરી ટૂટી ગઇ. તેને જનોઇ ઉતારી બુહારી ઉતાવળથી બાંધી બુહારી કરી. જનોઇની કોઇ સુધી ન રહી. પછી શ્રીઠાકોરજીને જગાવવા ગયો. ધર્મ કરતાં ધર્મીની મસ્તા અહીં બતાવી છે. શ્રીઠાકોરજી પ્રસન્ન થઇ ગયા.

...ક્રમશ:







# પુષ્ટિશિખર

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

સૂત્રકાર પણ એવા જ મતના હોઇ प्रदानवदेव तदुक्तम् બ્રહ્મસૂત્ર ૩.૩.૪૩માં ભગવાને ઉદ્ધવજીને જે સર્વાત્મભાવનો ઉપદેશ કરેલો છે તે સાધન-જીવકૃત સાધ્ય નથી; પણ વરદાનનાં જેવો છે, કારણકે શ્રુતિમાં એ પ્રમાણે કહેવામાં આવ્યું છે, એમ તત્ત્વસૂત્ર યોજે છે. ઉપર કહેલા ભખઆત હંમેશાં પરમ સુકુમાર, પ્રેમથી ભીંજાએલો, પરમ આર્ત અને તીવ્રવિયોગના મહાન રસસમુદ્રમાં મગ્ન હોવાથી સ્વરૂપની પ્રાપ્તિમાં વિલંબ સહન કરી શક્તો નથી, સ્વરૂપ વિના બિજી કોઇ જાતની સ્ફૂર્તિ જ તેને રહેતી નથી, તે ચેતન કે અચેતન વચ્ચે કંઇ વિવેક રાખી શક્તો નથી અને જાતજાતની શોધ કરે છે, ગુણગાન કરે છે, તો પણ જ્યારે તેને સ્વરૂપનો સ્પર્શ થતો નથી, ત્યારે પોતાની અશક્તિ જાણીને પોતાના સાદનની નિષ્ફળતા માનીને અતિ દીન થઇ જાય છે.

સ્વાભાવિક સ્નેહમાંથી જન્મતા વિવિધ ભાવવાળો થઇ જાય છે અને हा नाथ! रमण! प्रेष्ठ! क्व असि क्व असि महाभुज! - શ્રીભાગવતના ૧૦.૨૭.૩૯માં કહે છે કે હે નાથ! હે રમણ! હે પ્રિયતમ! હે મહાભુજ, તમે ક્યાં છો? તમે ક્યાં છો? એમ રસાત્મક પ્રભુના દર્શન માટે તાપક્લેશ કરે છે, વિકળ બની જાય છે, અસ્વસ્થ થઇ રહે છે. બ્રહ્માનંદથી પણ અધિક એવા પૂર્ણાનંદરૂપ સ્વરૂપના વિયોગથી લગભગ મરવા જેવો થઇ જાય છે. નીલાંબુદશ્યામ-નલિવાદળ સમાન શ્યામ-પ્રભુ હૃદયમાંથી જતા રહે તો સારું એમ પણ અતિ વિરહના ક્લેશથી ભાવના થઇ આવે છે.

છતાં અપસરણજતા રહેવાનું-બની શક્તુ નથી. નીલાંબુદશ્યામ આકાશરૂપ થઇને પ્રભુ પણ રસનું જ પોષન કરે છે. रसो वै सः रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति। को ह्येवान्यात् कः प्राण्याद्यदेष आकाश आनन्दो न स्यात् एष ह्येवानन्दयति - તૈતરીય ઉપનિષદ્ ૨.૭માં તે પરમાત્મા રસરૂપ છે. આ જીવાત્મા તે રસરૂપ પરમાત્માને પ્રાપ્ત કરીને આનન્દી થાય છે. જો આ આકાશ આનન્દરૂપ ન હોત તો કોણ શ્વાસ લઇ શકે? કોણ પ્રાણ ધરી શકે? આ જ પરમાનન્દ આનન્દ આપે છે.

વગેરે રસભર શ્રુતિનું આ જ તાત્પર્ય છે. એવા પરમપૂર્ણ વિરહી ભક્તનાં દેહ વગેરે સાક્ષાત્ લીલાને ઉપયોગી થઇ જાય છે. ભગવાનની ચરણરજ વડે એ ભક્તને નવીન શ્રીઅંગ પ્રાપ્ત થાય છે. એના અન્નરૂપ આપ થાય છે, એના પ્રાણરૂપ આપ થાય છે, એની વાણીરૂપ આપ થાય છે, એના નેત્રરૂપ આપ થાય છે, એના કાનરૂપ આપ થાય છે, એનાં મનરૂપ આપ થાય છે, એની ચામડીરૂપ આપ થાય છે, વિશેષ શું, એના આત્મરૂપ પણ આપ થઇને રહે છે!

એના અન્નમાં અન્નમય પ્રવેશ કરે છે, પ્રાણમાં પણ તેમ જ. જ્ઞાનેન્દ્રિયમાં વિજ્ઞાનમય પ્રવેશ કરે છે. વિપ્રયોગ-વિયોગ-એટલો બધો પ્રચુર-ગાઢ-થઇ ગયો છે કે જ્ઞાન વગેરે બધું અદશ્ય થઇ જાય છે, સંગમરસનો પણ ત્યાર પછીથી અનુભવ જ થતો નથી. એમ ન થાય માટે રસાત્મક પ્રભુ પોતે જ તે ભક્તના અનુભવાત્મા થઇને જ્ઞાનેન્દ્રિયમાં વિજ્ઞાનમય સ્વરૂપથી પ્રવેશ કરે છે. મનમાં મનોમયથી પ્રવેશ કરે છે. એ સુખસ્વરૂપ પૂર્ણ વિપ્રયોગ રસનું દિગ્દર્શન કરતાં





यो वै भूमा तत्सुखं, नाल्पे सुखमस्ति, भूमैव सुखं, भूमैव विजिज्ञासितव्यः - છાંદોગ્યોપનિષદ્‌ના ૭.૨૩માં કહે છે કે જે આ ભૂમા છે તે સુખ છે. અલ્પમાં સુખ હોતું નથી. ભૂમા-સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા-જ સુખ છે, અને ભૂમા જ જાણવા યોગ્ય છે.

એમ આજ્ઞા કરે છે કે જે ભૂમા તે નિશ્ચય સુખ, જ્યાં બીજું દર્શન નથી, બીજું શ્રવણ નથી, બીજું વિજ્ઞાન નથી. વિરહભાવમાં અત્યંત વિગાઢભાવથી તે રસિક સ્વરૂપની જ સ્ફૂર્તિ પણ થાય છે.

अथ अहङ्कारादेशः હવે અહંકારનો આદેશ-ઉપદેશ-થાય છે. આ પ્રકારે પૂર્ણવિપ્રયોગરૂપ રસાત્મદાન કરીને, તેમાં રહેલા સર્વ વ્યાભિચારિ ભાવનો પણ સંપૂર્ણ અનુભવ કરાવીને દુઃખ સહન ન થઇ શક્તાં, क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत्। तदा सर्वे सदानन्दं हृदिस्थः निर्गतं बहिः એટલે કે નિ.લ ૭માં કહે છે કે જ્યારે પ્રભુ પોતાની પ્રાપ્તિને માટે નિજજનને ક્લેશ પામતા જુએ છે ત્યારે તે બહુ અનુગ્રહ કરે છે, અને હૃદયમાં રહેલા સર્વાંશ સંપૂર્ણ પ્રભુ બહાર પ્રગટ થાય છે.

એ શ્લોકમાં કહેલા પ્રકારે 'મારાં પ્રગટ દર્શન આ આર્દ્રાદ્ર સુકુમાર ભગવદીયને થાઓ' એમ પ્રભુની ઇચ્છાથી સાક્ષાત્ કોટિમન્મથસ્વરૂપ-કરોડો કામદેવના સ્વરૂપ સમાન-પ્રભુ પોતે પ્રગટ થાય છે. પ્રભુનું સ્વરૂપ પ્રગટ થયા પછી આંખ વડે અને મન વડે શ્રીમુખની સુધાનું પાન કરતાં કરતાં જ મોહ વડે એવો કોઇ પ્રચુરભાવ ઉત્પન્ન થઇ જાય છે કે સર્વ ઇન્દ્રિય વડે તે સ્વરૂપ સાથે સંભાષણ, આશ્લેષ વગેરે રસભોગ કરવાની ઇચ્છા થાય છે.

...ક્રમશઃ

# સત્સંગ સુધા

## આવતી કાલનો ભરોંસો નથી, માટે ધર્મનો કામમાં ઉતાવળ કરો

એક મંદિરમાં કોઇ વ્યાસ કથા વાંચતો હતો, તેમાં એવી વાત આવી કે, માયા મિથ્યા છે, દેહ ક્ષણભંગુર છે, કાલચક્ર સદાય ફર્યા જ કરે છે, માટે જે કામ કરવું હોય તે આજે જ કરી લેવું; કાલ ઉપર રાખવું નહિં, કારણકે કાલનો ભરોંસો શું ? કાલ કોણે દીઠી છે ?

એ વાત એક છોકરાએ સાંભળીને તે પછી તે પોતાને ઘરે ગયો. એ છોકરાનો બાપ તે છોકરાને સારૂં વારંવાર કાંઇ સારૂં સારૂં ખાવાનું લઇ આવતો, તેમાંથી જરૂર જેટલું છોકરાને આપતો અને બાકીનું તે છોકરા માટે બીજા દિવ સારૂ રાખી મૂક્તો. છોક્તો કથા સાંભળીને આવ્યો તે દહાડે પણ તેનો બાપ કાંઇ સારૂં સારૂં ખાવાનું લાવ્યો હતો. તેમાંથી તેણે થોડું છોકરાને આપ્યું અને વધારાનું બીજા દિવસ સારૂ રાખી મૂકવા લાગ્યો. ત્યારે છોકરાએ કહ્યું કે, 'બાપા ! આજ તો બધું ખાવાનું મને આપી દો'. બાપે પૂછ્યું કે, 'કેમ ? આજે શું છે ?'

છોકરાએ કહ્યું કે 'આજે કથામાં એમ આવ્યું કે, માયા મિથ્યા છે ને કાલનો ભરોંસો નથી; માટે કાલ કરવાનું કામ આજે જ કરી લેવું. એથી મેં પણ વિચાર કર્યો છે કે, કાલ ખાવાની આજે જ ખાઇ લઉં; કાલની કોને ખબર છે ?





ભાઇઓ! આપણે પણ ઘણી વખત આપણાં શાસ્ત્રોના અર્થ ઉપલા છોકરાના જેવા જ કરીએ છીએ. કથા વાંચનારનો કહેવાનો હેતુ એમ હતો કે, માયા મિથ્યા છે, માટે જેમ બચાય તેમ બચવું ને સારાં કામો જલ્દી કરવાં. એ જ વચનનો માયાવાદિઓ ઊલટો અર્થ કરે છે. એવી રીતે કે, કાલનો ભરોંસો નથી માટે આજે જ મોજમજા કરી લઇએ. જગતના મિથ્યાપણાને એવા અર્થમાં વાપરવું જોઇએ નહિં. ઈશ્વરને જાણવાની પ્રબળ ઈચ્છા માયાને મિથ્યા માનવાથી જ થઇ શકે છે.

જ્યાં સુધી માયાની જાળમાં વધારે ને વધારે ગૂંચવાતા જઇએ, ત્યાં સુધી ઈશ્વરનું સ્વરૂપ સમજી શકાય નહિં, માટે ઈશ્વરને જાણવા સારૂં માયાને મિથ્યા કહેલી છે. કાલનો ભરોંસો નથી, માટે માયાને આજે જ ભોગવી લેવી, એવો ટૂંકો, સ્વાર્થીને મલિન વિકારોને વધારનારો અર્થ કદી પણ ન કરવો જોઇએ.

## આશ્રયકો પદ

### શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત પદ

મેરે શ્રીગોકુલેશ પ્યારે, હમારે કાજ સબ સારે.
લીઆ ગિરિરાજ કર પર ધરી, મધુરી બંસી બજાઈ હે. ૧
મેઘ જલ ઈન્દ્ર મચાઇહે, કહું નહીં બુંદ પાઇ હે;
ગઉ ઓર ગોપ બધરાવહે, સન્મુખ જોઇ ચાહી હે. ૨
જસોદાનંદ વ્રજવાસી સબે આનંદ મનાઇ હે;
કહે વ્રજબાલ સબ મીલકે, સો તુમ વ્રજકે રખવારે. ૩
બજાઇ કાન્હને બંસી, ચલી વ્રજનારી સજ સજકે;
રહી કુલકી ન લાજની, નેક સુંરપતિ ગ્રહે તજ તજકે. ૪
સજે શૃંગાર સબ ઉલટે સુની ધુની બાંસરી વ્રજકે;
ગઇ વૃન્દાવિપિન મીલકે મારગમેંસું ભજ ભજકેં. ૫
મીલે નંદ નંદ શ્રીગોવિંદ, શરદકે ચંદ ઉજીઆરે;
હમારે પ્રાણથી પ્યારે, નયનકે હું હે તારે. ૬
શ્રીવિઠ્ઠલનાથ હૃદયમેં વસે છીન હોત નહિં ન્યારે...૭
મેરે શ્રીગોકુલનાથજી પ્યારે......

|| ShriGokulesho Jayati ||

# Treaties by ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## The Second Pilgrimage :-

Aacharyashri's words proved prophetic. She bore two sons who were named Jagannatha and Narhari. Her husband died as prophesied. After which she went to Adel and was initiated into the sect along with her two sons. From Kheralu Aacharyashri proceeded to Dakor which is a famous for its temple of God Ranchhodji, then to Bharuch and reached Surat which is on the bank of river Tapi. Going further south He halted at Durvasa-Kshetra (Dumas). There He met an anchorite practicing penance and enquired of him about his motive of practicing penance. He replied that his purpose was to see God but he added that God was cruel.

He was not blessed by His revelation to Him inspite of his continous prolonged penance. Hearing his complaint Aacharyashri exhorted him thus. "You are mistaken. This is not the way of God's grace. If you believe in the Upanishads, I may tell you that you have erred in resorting of penance. The Kathopanishads Chapter II, Verse 22 says that God is not attained by sermons or intellect or learning. God is attained by those whom He elects as fit for His grace. The Mundaka Upanishad asserts the same truth when it says in Chapter III, verses 2 – that He is not attained by Penance. Penance is Physical self-torture. For God-realisation, only love of God is essential. God's love should be experienced in all our thoughts, words and deeds by directing them towards God.

The Gita, in Chapter X, Verse 53 says that God cannot be seen through penance or through the study of the Vedas or by the rituals. The next verse No.54 emphasis it 'O Arjuna, I can be seen only through single-minded (Ananya) devotion. So you must abjure penance and resort to Devotion.' Aacharyashri then taught him the doctrine of the Path of Devotion. His next halt was at Bhanu Kshetra (Jambusar) in Bharuch district (Gujarat). There He gave a religious talk on the Jambuvat Brahmins of the place and then reached Kapisha Kshetra known as Kavi. Kapila was the founder of the Samkhya system which considered Prakriti and not Brahman as the Material cause of the Universe.

At this place He was drawn into a controversy with the staunch savants of the Samkhya School. The controversy centred round the question of Prakriti (matter). He refuted their doctrine of Prakriti as a Material cause, basing His argument on the texts of the Upanishads, The Gita, And The Brahma-Sutras. He appreciated the Samkhya's theory of Sat-Karyavada which holds the Universe as real in effect. For Him that was the only appreciable point of view. He said that, according to the Vedas, Samkhya's rejection of Brahman cannot be accepted. He criticized Samkhya, philosophy as materialistic.

Aacharyashri next visited Bahucharaji. Here He came into conflict with the followers of Vama Marga who used wine and flesh in religious ceremonies. Aacharyashri told them that wine drinking is a sin and that eating of flesh is forbidden by the Scriptures. Enraged at His words they threw stones at Aacharyashri and His party, But God miraculously protected them; for, at that moment a fire broke out and the mischief-mongers had to take to their heels. From that place He went to Tagadi a place near Dhandhuka on the border line dividing Gujarat into the Western and Eastern Regions. Hundreds of people were attracted to His religious discourses here. He spoke about the Lilas of Lord Krishna in His Childhood as described in the Bhagavata.





He said that childrens should be loved as the images of God. Even if they are mischievous they should not be punished. Corrective punishment s not justified. Children will improve of their own accord in obedience and service by love of their elders. The way of punishment will only make them worse. Criticism and fault-finding will only deelop a hate-complex in them and will make them hostile and dis-obedient in later life. ShriYashodaji had infinite love for her two children, Lord Krishna and Baldeva; but one day she became indignant withKrishna because He played mischief in breaking the milk-churning pot and ran away with the butter that was in it.

She got so much excited that she resolved to punish Him by binding Him with cords. She made many attempts to do so but failed. Finding her efforts futile she resorted to better method of correction, the method by love. It was a divine lesson to her. This anecdote had a special appeal to one Brahmin couple whose livelihood depended on keeping cows and by selling milk, ghee and so on. As their house was close by, they used to attend Aacharyashri's discourse regularly. They were so much impressed by the anecdote that they learnt to love their children as divine images.

One day when their parents were away, the two sons started eating butter from the churning pot. On returning home the father who saw them eating butter immediately rushed to Aacharyashri exclaining that Lord Krishna and Baldeva were in his house re-enacting the divine episode. Aacharyashri hurried to the spot to witness it. Aacharyashri bade the Brahmin inform the mother of the occurrence before she returned to the home. She appreciated the situation and regarded them with the respectful indulgence due to God, tinged with motherly love.

From Dhandhuka, Aacharyashri proceeded to Veraval, the place which is associated with the memory of the Hindus as a place where Lord Krishna passed away from this world.

On the way He visited Junagarh, the birth place of Narsinha Mehta, a great Vaishnava saint and poet. Preaching His doctrine of love and grace of God, Aacharyashri reached Dwarka where He had controversy with the follower of ShriShankracharyaji on the authencity of the Bhagavata. After conviencing them of his views He halted at Khambhalia for a day and proceeded Northwards to Kutchchh. There He first visited Lake Narayana (Narayana Sarovar) where He initiated two Brahmin brothers of Morbi into His sect-Bala and Vada by name, since known as Balkrishna and Badrayanadas respectively.

At this place the Minister of the Ruler of Sindh Provience (presently place-state of Pakistan) approached Him for His blessings on behalf of his son, Narayana who was a cripple and afflicted with leprosy. Presenting Aacharyashri with a fat purse he made the following respect, 'I am a Minister of the Ruler of Sindh. I am happy in everything except my son's condition. He is afflicted with leprosy and is also a cripple. I have heard of your miraculous powers of healing. So kindly accept this humble gift and cure my son'. To this Aacharyashri replied, "You are not only a simpleton but also a selfish person. You have been misled in your information regarding my miraculous powers. There are no such things as miracles.

You must have faith in God and pray Him. Whatever I am supposed to have done was by the name of God. If you and your son think of God and pray Him with sincere faith and devotion, God will surely hear your prayers. At the same time, knows that our diseases are the result of Karma (actions) done in our previous births (prarabdh) and therefore they have to be suffered. I cannot accept your money for I consider receipt of money for an act done for a charitable purpose as a sin against God. I do sympathise with you and I shall give you and your son my blessings in the name of god". So saying He gave his blessings, uttering the name of Lord Krishna, and passed His hand over the boy's body. Narayana and his father requested Aacharyashri to pay a visit to their house at Thaththa.

The invitation was accepted. The boy was completely cured, without a trace of his affilictions left on his body. He was no longer a cripple now. He became Aacharyashri's disciple. During his stay at Narayana Sarovara, Aacharyashri

entered into a controversy with one Magadha Baudha on the doctrine of Ahimsa. He pointed out some exceptions under which violence is justifiable particularly in the cause of Aatatayis-a merciless and cruel gang of peole who kill all and sundry, even saintly persons and helpless women and children. They do it in order to satisfy their Sadistic tendencies.

Aacharyashri then proceeded to Rohari in Sindh, then to Mount Prahlad on the way to Punjab. First He visited Kurukshetra. During His stay there, Jagadananda, Vasudeva, Ramananda, And Shankarananda, the distinguished scholars of the Bhagavata School, Attended His discourses on the Bhagavata. To Aacharyashri, The Bhagavata is the greatest and holiest of books in which He was a great scholar. The aforeside scholars of Kurukshetra had also written some excellent commentaries on the Upanishads, the Gita and the Brahma-Sutras but the Bhagavata was neglected by them. Aacharyashri's impression was that the Bhagavata was not properly comprehended by people in general.

He therefore made up His mind to attempt an exposition of the Bhagavata, of which the scheme had been worked out by Him since a long-time. This Scheme involved writing a separate commentary on the Bhagavata called ShriSubodhiniji, explaining every verse, and a treatise consisting of the Karikas with an explainatory note on each Karika attempting elucidate the significance of each part, including Prakaran and the chapter of the Bhagavata. As days passed, the idea of compiling the above mentioned works took a definite shape in His mind. The Pandits who attended His discources appreciated His scheme and were so greatly impressed by His exposition of some important verses, considered that His eradication war for superior to that of other Scholars.

From Kurukshetra Aacharyashri proceeded to Haradwara (Haridwar), Lakshamana-Jhoola, Kedarnath and finally Badrinath, well-known for its Hermitage of Badarayana Vyas who was the auther of the Brahmana Sutras and the Bhagavata. He stayed for three days at this place spending His time in writing the interpretations of certain parts of Brahma-Sutras. He visited Kanoja next, where a copper-plate was shown him by one Damodardas Sambhalwala who requested Him to interprete its meaning.

............to be continued



# ** ShriGokulnathki Jai **

વર્ષ ૩ અંક ૧૨ ચૈત્ર સુદ ૧૧, ૨૦૬૬

## મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યચરણના પ્રાગટ્યોત્સવ

ફૂલેલ શ્રીમસ્તકે ધરી, કેસરે અતિ રુચિ નાહિં;
        નિજ ભક્ત ભાવ અંગીકારે, કરુણા સહિત તે ચાહિ. ૧
ધોતી ઉપરણો પછે ધરે, કેસરી કિનારી સોહે;
        છોટી છોટ કેસરતણી, બિચ્ચ ચોઆ બિંદુ મન મોહે. ૨
સામગ્રી બહુ ભાંત્યની, એકાદશીની થાય;
        ઉછાહ શું આરોગિઆ, પરિવારેં સહિત સોહાય. ૩
પછે ગાદી તકિયેં બિરાજીનેં, શ્રીમુખેં કહે તે વાત;
        શેઠ પુરુષોત્તમદાસ જે, ચોપડા તેહની જાત્ય. ૪
તે જન્મદિન આચાર્યજીનો, કરે ઉત્તમ રીત્ય;
        ભગવદી સહુને લેવારે, કરિ સામગ્રી બહુ પ્રીત્ય. ૫
અતિ પ્રસન્ન થઇ વાતને, શ્રીમુખે કહી બહુ વાર;
        પછે તિલક ભેટ્ય થાએંવલી, કીર્તન હોએ અપાર. ૬
વૈશાખ કૃષ્ણ એકાદશી, જે પ્રસિદ્ધ સઘલે ઠામ્ય;
        ઉછવ હોએ અતિઘણા, સહુ દેશ ગામે ગામ. ૭





# શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીકામદા એકાદશી વ્રત